શ્રી

# જયરંગ

## નાટકનાં ગાયનો.

---

**શ્રી નરહરિ પ્રાસાદિક નાટક કું.**


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

**જમનાદાસ વસનજી ઠક્કર.**

મેનેજર- શ્રી. ન પ્રા. ના. કું.


---


આવૃત્તિ ૫ મી　　　　પ્રત ૧૦૦૦.





સંવત ૧૯૭૮.　　　　સને ૧૯૨૨.

કિંમત રૂ. ૦-૨-૦

ધી [illegible] પ્રીન્ટીંગ પ્રેસ—વીરમગામ

श्री

# રાજ્યરંગ નાટકનાં ગાયનો.

---

## અંક પહેલો.

બાળાઓ — 1

સ્હાય માગું સંકટ હારી નીતિના પ્રયાસે,
રાજ્યરંગ લઘુ જગમહીં સ્થિર રહેજો પ્રભુ પાસે—સ્હાય૦
કરૂણ વીર શ્રૃંગાર હાસ્યને રૌદ્ર ભયાનક છે જ્યાં
અટરસ ભરપુર, ષટરિપુ સમ શૂર;
તેની મધ્ય મતિ રમે છતાં તે ન મને દમે,
બની રહું વિજયિ ઉલ્લાસે— સ્હાય૦
જગ જન તન મન ધન હરનારો બોધક રંગ બનાવો;
અશાંતિ મુદભર, નીતિમય રસ ઝર,
ઉમંગે આરંભ કરૂં વિજય વિજય સ્મરૂં
નરહરિ તવ વિશ્વાસે— સ્હાય૦

પ્રેમપ્રભા— 2

લાડીલા મારા ભાવથી પ્હેરો સુંદર આ શણગાર,
માત પિતા અને શ્રીપુર દેશના હાકમ હૈયાના હાર—લા૦
મોહક મુરતિ તારી ઉપરથી વારી જાઉં વાર વાર,

જાણું મારે ઘેર આજ પધાર્યા ઇંદ્ર ધરી અવતાર— ઢાં૦
જીવજો વર્ષ કરોડ, હરિ પુરજો મનના કોડ,
રહેજો રહાયક શ્રી રણછોડ, મારા મોંઘા છે રાજકુમાર—લા૦

જયસિંહ— ૩

આવા નરથી ઉદય અહો કેમ થનાર,
જે છે વગર પુંછના પશુના અવતાર— આવા૦
જરી ન સાન છતાં જ્ઞાનવાન બનતા,
ખરૂં વિસારી ખોટે મોહીને ખુશી થતા.
નીશાની નીશામાં ખોતા જોર જર ભાર— આવા૦
જનમી જીવીને મુવા નામના નહિ કરી,
કે ન રમર્યા હરિ વાતો સતાવિ ન સુંદરી,
એકે ન સુધાર્યું એવા નરને ધિક્કાર— આવા૦

કુસુમાયુધ્ધ— ૪

જરી સુંદરો સંભારો, ગત વય રંગ તમારો;
કેતાં શું નહિ મુજને મનનો હરનારો જરી૦
દુર જરી થાતો તો મનમાંહે કચવાતાં,
બીજીથી બોલું તો ખીજી રિસાઇ જાતાં
વ્હેમાતાં ને ગાતાં વિરહિ હુંગારો— જરી૦

કુસુમાયુધ્ધ— ૫

અપળા ચુકો ચટ આ ચાતુરિને ચાળા,
કામકળા—નાં ચાતુરીને ચાળા, પણ સત્ય વચન મરમાળાં–અ૦
કુસુમાયુધ્ધ—આ યૌવન રમ્ય બગીચે, ખીલેલા પુષ્પો હીચે,
ચુંટીશ પ્હેરીશ જરૂર હું કરી માળા— અપળા૦

૧૦૨૭૯



કામકળા—મને ઘરમાં બોલાવી, શું આમ જવુ છે ફાવી,
  પરંખ્યા નરવર અતિશય એ કાળા— ચપળા૦
કુસુમાયુધ—નવ રાખો અંતર છાનું,
કામકળા—નાના કહી એમ ન માનું,
  શ્હો દુર કાન સમાન કપટવાળા— ચપળા૦

ભગલો— ૬

નથી કોઈ મારો જોટોરે,
આકરો સાકરી હજુરીની કરનાર બડો હુશીયાર,
ને ખબરદાર— નથી૦
લટપટ લઇ લીહો લપેટો રાજી રાખું દરબાર,
કરૂ રૂપાળા ભમરાળાને કાવડીયાં લઇ સાર; નથી૦
આડો હાલે તેને પાડાની પેઠે પકડીને સોલનાર,
ભગલો બાદર કાથડજીનો નામસે કોણ લેનાર; નથી૦

ભગલો— ૭

બાપા થંભી જાહે ગામ દેખી મારૂં કારભારૂં;
વર્તુ કરવા આજથી હું તો કયાંયે નહિં પધારૂં,
અભણ તો પણ કલમ હાથમાં વંત એકની ધારૂં—બાપા.
હુથો હાથો કોઇ થાય તો ભુલટ એકજ મારૂં,
રહ્યું ઘરૂં નહી કાન કોઇનું માનીશ એક તમારૂં,—બાપા.
તમે સુરજને હું સુ સાદો બેય વિના અંધારૂં,
એવું દેહ બધે બોલાવું ભગો નામતો મારૂં,— બાપા૦

સખીઓ— ૮

ફુલી ફુરીએ ભરીએ ઉમંગ અંગમાં;
સહુ થઈ ઘેલીરે; (૨) ફરીએ.
ખેલી સંગ રંગના પ્રસંગમાં હો સર્વે—ફુરીએ૦
આજ શુણુને વીણા મૃદંગ ચંગમાંરે— ફુલી.
ઘડી વ્હેની છે આજની રળિયામણી.
જન્મ પામ્યા (૨) શ્રીપુર રાજ્ય દિનમણિ,
વર્ષ ગાંઠ ઉજવીયે કુસુમ કુંવર તણી,
લીઓ આવાર, સંસાર, નાસાર, નો પાર,
આલી ઉછરંગમાં, ગા૦
હસે માતાનું ઉર, જોઇ વ્હાલાનું નુર ભાગ લઇએ
જરૂર એહ સ્નેહમાં.
હેમ રૂપાનાં ફુલ, વેરો માથે પ્રફુલ, થાઓ દેહમાં,
લઇ રંગીલી રાસ, (૨) ગીતે ગજવો આકાશ;
પુરે અંતરની આશ, દેવ આવીને પાસ,
દીએ આશીષો ખાસ, રાયજાદાને,
વિપતિ હરણી, કીરતિ કરણી,
પ્રભુતા ભરણી, ને સુધા ઝરણી;—આજ૦

જયસિંહ— ૯

અહા પેલી ઉભી, મમ મન વસી તેજ રમણિ;
કરે કેવી ક્રીડા, અવર રતી જેવી સખી ભણી.
જુવાની એનીનાં કુસુમ પર હું ષટ્પદ બણી.
સદા ગુન્જું ત્યારે, અધર રસ પીતો મદભણી.

જયસિંહ— ૧૦

ભાન જ્ઞાન તારી છંદમાં જુપાઇ જાય છે;
ગૂઢ કાય થાય રેમ રેમ તું જણાય છે; ભાન૦
શાન્તિને પ્રકાશ ગુણ ચંદ્રનો ગણાય છે;
મુજમને આ વદન ચંદ્ર વિપરિત હા! થાય છે; ભાન૦
ગોરો છોડી દે ગુમાન મન હરણી માન માન,
હે ભલાઇ જો જુવાની વ્હાલી ચાલી જાય છે, ભાન૦

શીલવતિ— ૧૧

યુવરાજ જરી (૨) ગતિ સ્થિર રાખો
લાજ તજોના લાખની,
નવ સાંપડશે (૨) આ જીવનમાં
જશે પલકમાં આંખની
હજુ જશમય જીવન છે કરવું,
ત્યાં અખાજમાં મહડું ધરવું,
પછી શું સુખ લઇ જગમાં ફરવું, યુવરાજ૦
છે કામ સ્વપ્ન સુખ ઘડી એનું,
પરિણામ ભયંકર છે તેનું,
હણિ તે ખર પોષો વિનય ઘેનું. યુવરાજ૦

પ્રેમપ્રભા— ૧૨

શ્યામ વિચારો કુવિકારો કરે ખ્વાર;
શો સ્વાદ છે શાણા પરાઇ નારીની યારીમાં;
એ તો ભ્રમિત ચિત્તને કરનાર— શ્યામ૦
કહો સ્ત્રી છે સમ સરવનીસાય;

મુરખ લોભાય છે;
કુદરની સુંદરતામાં પતંગ પ્રમાણે અંગ,
આરૂપિ બળતા પછી કરે છે પુકાર— શ્યામ૦

પ્રેમપ્રભા— ૧૩

પુજ્ય માતા! રે જો સદા આવાં પ્રેમી શીરજામું,
પ્રાણુપતિ છે મારા તોરોહા નાં જોરો,
એના દોષ સામું— પુજ્ય
સાતવંશ સંતોષ્યા છે સંકટમાં રહાય કરી,
તેમજ એક નિભાવી લેજો;
ગમે તેમ પણ પુત્ર તમારા, ગણી સુધારો ગુણ નઠારા,
આપ ભરોસા પુરો અન્ય નથી હિતકારા,
માજી કેમ વિરામું.— પુજ્ય૦

ઉન્મત્તસિંહ— ૧૪

અસ્ત કરીને મસ્ત થઈ બસ આ જીવન ગાળું;
હુસ્ન સંસ્ત કરોશ નથી પછી કોઇ કહેનાવાળું; અસ્ત.
સૈન્ય બધું છે મારે હુકમે હાજર રહેનારૂં,
તારાં શા તુજને મારીશ કરી નામ કાળું;— અસ્ત.
પુરજનને પરિજનમા રાખીશ કેય નહિં તારૂં,
ઠાકરીઓ વીંધી થઇ ઉન્મત્ત કરી વેરવાળું. અસ્ત.

વિલાસવલ્લિ— ૧૫

વેર વાળવાને, મત ઠારવાને, હવે આવ્યો છે મારોય દાવ,
મુવા જો જે જયસિંહ, હવે થઈછું હું સિંહ,
નહિ મારા પંજામાંથી જાવ, આવ આમે શાટેલા તું આવ—વે.

.ભાને ભમાવી તેં કરીતી, ઓરમાઈ માતાને કોઠી સમાન
ફળ હવે લેજે નાદાન, નાર બુદ્ધિનો જો જે પ્રભાવ-વે.

ગતિ— ૧૬

પુંછડી સાચતણું છે વીંચુ મોતે મરનાર,
ત્રાજવું તે બાજુમાં હજુ કહું છું પગધાર,--થાન૦
નેકીથી શું થાવાનું જ્યાં બદી ઠારો ઠ.ફ.- થાન૦

।— ૧૭

મ સાભળી આપ તણી મુરખનાં મન બળનાર,
ત છશાને કર્મ ઓળખે તે નહિં અહીં મળનાર;-શીખ.
દેખે નવ દેશ કુબાડો કાઇક કરો વિચાર;— શીખ.
પે જાશે પત જગ દેશે વાર વાર ફીટકાર,- શીખ.

।— ૧૮

. બેનડી આવો પાણીડાં જઈએ.
ણીડાં જઇએ, બહુના રૂડા લઇએ,
ાસર વાસે શીખીને જાવું
ાનીતાં કામ કરી હંશાંનાં થઈએ હો૦
ામ દીપાવવા માબાપ કેરૂં;
ડી રીતીમાં પ્રીતિ રાખીને રહીએ; હો૦

ઓ— ૧૯

ઓજે સોનાનો સુરજ ઉગ્યો આંગણે રે;
માગ્ય ભવાનીનાંનો ન પાર,

કુડા રાજ આ ઘરને દિપાવશે રે:
ભુમિ શ્રીપુર દેશની સોહામણી રે,
બેટી ભાગ્ય ભલા ભરથાર,
એશે રસવાળી સહુને મન ભાવશે રે,
એની શીલવતિને હુંયે હોશ છે રે,
લેવા રાજ્ય તિલક તણો લહાવ,
એ તો જયસિંહને કુલડે વધાવશે રે; આજે૦

શીલવતિ-- ૨૦
જીવો જુગો જુગ રાજા, રાખો સુખશાંતી માઝા રે --જીવો૦
અહો પુર્વજોના રીતી, મન સર્વ જનનાં જીતી;
પ્રિય થાઓ પિતુથી ઝાઝા રે; જીવો૦
સહુ દેવને સુર સ્વામિ, ના સર્વ ગુણ નૃપ પામિ,
શીવ તુલ્ય હો મહારાજા રે; જીવો૦

---

## અંક બીજો.

---

જયસિંહ— ૨૧
મતિ કેમ જતી રહી મારીરે આચરિત-કર્મ કને.
છેક વિવેકને પશુ થઇ ભુલ્યો,
વચન દીધેલું વિસારીરે પ્રેમપ્રભા તુજને, મતિ૦
પાપ તણા અતિ તાપ તપાવે,
શાન્તિ નથી મુજ ભારીરે એમ જણાય મને; મતિ૦

કામકળા— ૨૧

ધન્ય ધન્ય કીધી આ દેહ, આવી રાજા આંગણે-એ-એ-એ
વરસાવ્યા મયા તણા મેહ— આવી૦
સેવા શી શંકા કરીએ? ચરણે સરવસ્વ ધરીયે,
ભાવેને ભાવથી સ્વિકારશોજી;
જાણું છો દેવ મારા, રાખું કરી પ્રાણથી પ્યારા,
રહેજો થઇ હૈયાના હારજો રે— આવી૦

કામકળા— ૨૨

અમર વર મારા છો આધાર;
સુનો આપ વિના સંસાર
ગણું મમ જીવનના સાર— અમર૦
કુસુમાયુધ—દુઃખ સમય સુખદાયિની કરછ અતિ ઉપકાર,
કામકળા—સુખ સંગી દુઃખે દૂર થનારી ગણું અધમ અવતાર
ત્રિયા એ ગણું અધમ અવતાર— અમર૦
કુસુમાયુધ—સર્વ ભુલ્યો દુઃખ ભેટતાં તું સમ સદગુણી નાર,
કામકળા—તેમજ હું બહુ ભાગ્યશાળી પામી સુભગ ભરથાર,
પુન્યથી પામી સુભગ ભરથાર— અમર૦

દુશ્મનસિંહ— ૨૩

નહિં કદી નહિં હુકમને માન હું દઉં,
શું કામ શોધીને ન એનો પ્રાણ લઉં;
દશા શી મારી થાય જો ભેદ સંપી જાયતો,
પ્રપંચ પાશમાં જરૂર હું ફસાઈ જઉં;
ભમી ભુમિ આકાશ કરીશ નાશ સર્વનો
જુવાં કરે તો આનો પણ અરિ અવશ્ય થઉં— નહિં૦

ચાંપજબો— ૨૪

મારા ભગવાન ભાઈની ચોલડી,
પેરે કસબી રેશમની લગામરે.
ઝાંઝલડી ચાલે છે નાજુક નાચતી;
વાહે ઝાપટડે આપો હાલતા,
એને પાઠુથી વેલી વધાવરે;
ઝાંઝલડી ભડકીને ક્યાંય ન ભાગતી,
રૂડાં ભગવાન ભાઈનાં રૂપને,
જેવી મોહી છે કેતકી નારરે;
ઝાંઝલડી એમ તું એ મોહી ન જતી— મારા૦

અનુપસિંહ— ૨૫

ધુણાવું હાકે હું ધરા,
કાળ પ્રલય થઈને બસ હાલ શ્રીપુર જઈને ફાલુ— ધુ૦
અકળ બળથી હણી ધરીશ ચક્ર અમિત ભાલ.
હૃદય ચીરે ચરરરરરર, શોણિત ધાર ધરરરરરર;
ભળવીને સરિતા સમ ત્યારે આ મન—
નિવૃત થાશે જગથી— ધુણાવું૦

પ્રેમપ્રભા— ૨૬

રામ રસના રટ, વ્યાપક ઘટ ઘટ,
લેવા સ્થિર શાન્તિ— રામ૦
છે આ જગત રંગ પતંગ જેવો,
અસ્થિર તજ ભ્રાન્તિ— રામ૦
લેવા અમર સુખ જગનિધિ તજી જા,
જ્યાં હરિ રતિ કાન્તિ— રામ૦

બીજી પણ પુરી કરજે આશ—
પ્રતિત તારી સીતાપતિ છે કર્મનિધ— ચાંદુ૦

કામ:ળ:— ૩૩

કર્યો સુનો સંસાર, કારી તેં મારી કટારી પિતા
પુર્વ ભવનો કો પ્યાર; કારી૦
અહીં મુકાવી વિરહી, રાગ અમૃતે ભરેલ,
માછલી જશે મરી, એ વિચાર્યું નાં જરા,
આણ્યો અવતાર— કારી૦

કુસુમાયુધ— ૩૪

નવેલી ટોપ શોધી રંગી બનોને પ્રસંગી,
પીડા હરશે શાન્તિ ભરશે ગમતી ગમ્મત આપી;
આનંદે એ કરશે રસરંગ વમને નકી તરંગી—નવેલી૦
ભર જોબનનો રોગ ભયંકર એ ઔષધથી ટળશે,
નહિં શોધો એ જ્યાં લગી સુંદરી—
ત્યાં લગી ભય છે જંગી— નવેલી૦

કામકળા— ૩૫

અહો! મારે છે આજ દિવાળી,
રસિયા મળ્યા, દુઃખો ટળ્યાં— અહો૦
અદ્ભુત યોગી, આવો નિયોગી,
પ્રિય તનના ને મનના
દીઠો યોગીને વાલેશ્વ [illegible]— અહો૦

